# અમરસિંગ રાઠોડ

નાટક ત્રી અંકી

રચનાર અને છપાવી પ્રસીદ્ધ કરનાર

**નાથજી લિ૦ હરજીવન**

અને

**નાનજી લિ૦ મુળજી**

ગિરનારા બ્રાહ્મણ

રહેવાસી માધવપોરના.



શંવત ૧૯૪૪. સને ૧૮૮૮.

**કીમત ચાર આના.**

# અમરસીંગ રાઠોડનું નાટક પાત્ર.

અમરસિંગ—નાગોરનો રાજા.

હાડી રાણી—તેની સ્ત્રિ.

શાહાજાન—આગ્રાનો બાદશાહ.

બેગમ—તેની સ્ત્રિ.

સિલાવતખાં—વજીર (બાદશાહનો શાળો)

શેહેરખાં—એક સુરવીર સિપાઇ (અમરસિંગનો મીત્ર).

અરજુરનગોડ—અમરસિંગનો શાળો

વિદુશાક—એક મશ્કરો બ્રામણ

કિસ્નો—અમરસિંગનો ખવાશ.

રામસિંગ—અમરસિંગનો ભત્રીજો

ઈત્યાદી—નવાબો, રાજાઓ, સિપાઇઓ, હલકારા, દાસીઓ, બ્રાહ્મણો, વિગેરે.

# અમરશીગ રાઠોડનો નાટક
## અંક પેહેલો

---

પડદો ઉપડેછે.

**મંગળાચરણ**

સર્વ મલી સ્તુતિ કરેછે

**ગિતી**

છો પ્રભુ અંતરજામી, અતી શેનામી જુગતતણો કરતા,
ઇચ્છા પુરણ કરજે, તું છે સર્વે તણોજ દુઃખ હરતા.
અલ્પગ્નાનિથી ઇચ્છું, નાટક મુજતણો પુર્ણ કરજે,
કાર્યમાં વિઘ્ન ન નડે, કૃપા કરી તું રૂડી દ્રષ્ટી ધરજે.
પ્રભુ આભારો ભારી, તું ધર, મુજ સિર કૃપા દ્રષ્ટી સારી,
શાહ્ય થજે તું મૂજને, હસ્ત જોડીને કરૂં અર્જ તારી.

## અંક પેહેલો
### પ્રવેશ પેહેલો.

---

**સ્થલ માતાનું મંદિર.**

**હાડી રાણી સાહેલીઓ સહીત ગાયછે.**

રાગ ગરબો.

ચાલો ચાલો રે સહિઅર આજ, દરશણ કરવાને,
જ્યાં બિરાજે શ્રી માધવરાએ, દુઃખડાં હરવાને—ટેક
માધવપૂરમાં મધ્યજ ભાગે, બિરાજે પ્રભુ પ્યારારે,
શ્રી ત્રીકમરાએજી જોડછે તેની, ગોપાલ લાલ છોગાલા—દરશણ

શેહેરની સોભા શિ કહું, જ્યાં રાજ્ય રાણાનું દિસેરે,
વનસ્પતિ પાકે બહુ પેરે, જોતાં દુખડાં જાશે—દરશણ.
વનની શોભા શિ કહું, ત્યાં કુંડ કદમ તે છાજે રે,
નાના વિધવિધ પક્ષીઓ બોલે કોયલડી ત્યાં ગાજેરે—દરશણ
ભિમકસુતા રૂક્ષમણીજી તો વનમાંહે બિરાજે રે,
લગ્ન તે સાથે થાએ કૃસ્નના, ચાલો જોવા કાજે-દરશણ
ચઇતર સુદ દ્વાદશીને દીને, યાત્રા ત્યાંતો ભરાયરે,
દેશોદેશને શેહેરનાં લોકો, જોવા ભેળા થાએ—દરશણ.
પંચ તિર્થો ભેગાં થયાં, જ્યાં નાહાવા જે જન જાશેરે,
રચનાર કહેછે શુણજો સજ્જનો, સંકટ તેના જાશે—દરશણ

બ્રાહ્મણ—(પ્રવેશ કરી) કુંવરી સાહેબ હ્યો હવે આર્તિ પુજન કરો

(કુંવરી આર્તિ ઉતારે છે)

રાગ આર્તિનો.

જય જય જુગતંબામાં, જય જય જુગતંબા,
દુ:ખ હરતા સુખ કરતા, અપરમ તુજ મહીમાં
—જયો જયોમાં જુગતંબે
અકળ કળા તારી, માહ શક્તિ તુજ ભારી,
લીલા તારી ન્યારી, દુષ્ટો હણનારી—જયો જયોમાં

હાડી રાણી—(માતાને અર્જ કરે છે) અહો ! કુળદેવી માતા હું હસ્ત જોડી વિનંતી કરૂં છું કે આ ભવની અંદર સુખ અને દુ:ખમાં હિસ્સો લેવાને આર્ય પૂત્ર અમરસીંગ રાઠોડ સાથે મારો હસ્ત મેળાપ કરાવજો.

દેવી—(અદ્રસ્ય) તથા અસ્તુ રાજ્ય કુંવરી તારી ઈચ્છા પુર્ણ થશે

## પ્રવેશ ૨ જો.

### સ્થળ.—બે સિપાઈઓ.

(૧) સિપાઈ—સાંભળ ભાઇ બાદશાહનો હુકમ થયો છે કે આજે સભા ભરાવાની છે માટે સતરખાંન અને વળી બોંહોતેર ઊમરાઓને હાજર કરવા.

(૨) સિપાઈ—હેં! આપણા શાહજાન બાદશાહ સભા ભરવાના છે?

(૧) સિપાઈ—હા ભાઇ હા, ચાલો આપણે જલદી તેઓને બોલાવી લાવીઓ

(૨) સિપાઈ—અરે ભાઇ એતો ઠીક પણ હિંદુસ્તાનના બીજા રાજાઓને તેડાવવા વિશે શું થયું તે તો કહો?

(૧) સિપાઈ—અરે તેઓને તો ઘણા દિવસ થયા હુકમ લખી મોકલ્યો છે માટે તેતો આવતા પણ હશે.

(૨) સિપાઈ—ચાલો ભાઇ ચાલો ત્યારેતો જલદી. (જાય છે).

## પ્રવેશ ૩ જો.

(સ્થળ. રાજ્ય સભા) માં (ચોપદાર ઉભો છે).

શેહેરખાં—(પ્રવેશ કરી) કેમ ચોપદાર હજીસુધી કોઇ ઉમરાઓ આવ્યા નથી કે શું?

ચોપદાર—પધારો ભાઇ શેહેરખાં હવે સભા ભરાવાની તૈયારી છે પણ આપણાં તો ઘણે દિવસે દરશણ થયાં.

શેહેરખાં—હું થોડા દિવસ થયા મારા પ્રિય મિત્ર અમરસિંગને મળવાને નાગોર ગયો હતો.

ચોપદાર—શું આપ અને અમરસિંગ વચ્ચે એટલી બધી મિત્રતાઇ છે?

શેહેરખાં—મુજને અને અમરસિંગને એવી મિત્રતાઇ છે કે એક બીજાના સિરનો ખપ પડે તો તે પણ હાજર કરીએ.
ચોપદાર—વાહ ! ત્યારે તો આપની અને અમરસિંગની બરોબર જોડ મલી છે તે એક શુરવીર ક્ષત્રિ છે અને આપ એક બહાદુર સિપાઇ છો.
શેહેરખાં—અમો બંન્ને એવા મિત્રો છીએ કે ફક્ત બાદશાહ સિવાય બીજા કોઇની પણ દરકાર રાખતા નથી.
ચોપદાર—બડે રાવ વજીર શાહેબ સિલાવતખાં નિગાહ રખો મેહેરબાન.
સિલાવતખાં—(પ્રવેશ કરી ગાય છે).

(રાગ ઈંદર સભાનો)

વજીર હું શાહાજાનનો, સિલાવત મારૂં નામ,
હજરતના હુકમથી, કરૂં કચેરી કામ.
મારી બરાબરી કરવા વાળો, રાજા નહીં નવાબ,
મુજપર મરજી હજરતની, સૌને દેઊં જવાબ.
સતરખાંન ઉમરાવ બંહોતેર, કરે તખ્તની ખાશ,
પોતપોતીકા હિસાબ બતાવે બેસીને મુજ પાશ.
જો કોઇ મારી કરે બરાબરી, લઇ લેઊં તેનું ગામ,
જાય કહું હજરતની પાસે, તુરત કટાવું નામ.
ઘણા દિવસનું વેર છે મારે, અમરસિંગની સાથ,
કદિ તે આવે ચુકમાં, તુરત બતાવું હાથ.
શિખ માગીને જાય ઘેરે, લગ્ન કરવા કાજ,
એક વખ્તમાં કશર કહાડું, છિનવી લેઊં રાજ.

અર્જુનગોડ—(પ્રવેશ કરી) આદાબ છે હજરતને.
સિલાવતખાં—આઇએ મિત્ર અરજુનગોડ.

અર્જુનગોડ—સાહેબ કચેરીનો વખતતો થવા આવ્યો અને કોઇ અમિરો પધાર્યા નથી કે શું ?

વિદુશક—(દોડતો આવી) આ હમેતો પધારયા છઇએ,

સિલાવતખાં—બીજા રાજાઓતો આવતા હશે પણ હું ધારૂંછુ કે અમરસિંગ સર્વની પાછળ આવશે.

અરજુનગોડ—તે પણ હવે આવતા હશે.

સિલાવતખાં—આપણા તાબાના સર્વે રાજાઓ તો પ્રમાણિક છે પણ અમરસિંગતો પોતાના દિલમાં મગરૂબી રાખેછે કે જાણે તખ્તનો માલીક હુંજ છું.

વિદુશક—તેમા શું નવાઇ. હશે નહીં તો થાશે અને થાશે નહીં તો હશે.

અર્જુનગોડ—કેમ વારૂ ?

સિલાવતખાં-જુઓ ને તે આવેછે તે જાણે બાબરા ભુતનીજ માફક અને વળી ફકત બીન દરકારથી હજુરનેજ સલામ કરેછે બાદ મારી તો ગરજ રાખતોજ નથી.

વિદુશક—પેજાર રાખે છે પેજાર

અર્જુનગોડ—ખરેખર મને પણ તે વખ્તે તેના ઉપર ઘણોજ ગુસ્સો ઊત્પત થાયછે પણ લાચારછું કે તે મારો શગો છે

સિલાવતખાં—તમારો બનેવી થાએ તો શું થયું, મિત્ર કોઇ શમયે તેનો મીજાજ તો હલકો કરવો.

વિદુશક—હઃ હઃ મારો, બાંધો, પકડો, દોડો.

અર્જુનગોડ—હજરત તે આપના દાવમાં કયારે આવે વારૂં ?

સિલાવતખાં—હું સાભલુંછું કે તેના વિવાહ હાલ થવાનાછે.

અર્જુનગોડ—હાજી સાહેબ.

સિલાવતખાં—બસ. ત્યારે તે મૂદત તો મારીપાશે માંગશે હું તેને થોડા દીવશની રજા આપીશ અને પછીથી તે મુદતની બાદ આવશે તો તુરતજ તેનો પરાજ્ય કરીશ.

વિદુશક—અરે બીજાનો પરાજ્ય કરતા ક્યાંક તમારોજ થઇ જશે, તમારોજ.

અરજુનગોડ—એ દાવ ખરો છે સાહેબ.

ચોપદ.૨—મહારાજા ધિરાજ, માનસિંગ, જએપુરન ારાજા પધારીએ મેહેરબાન.

માનસિંગ—(પ્રવેશ કરી) શલામછે (શલામ કરેછે)

ચોપદાર—બડેજાઓ લખનોરના નવાબ સાહેબ પધારીએ મેહેરબાન

નવાબ—(પ્રવેશ કરી) આદફ છે

ચોપદાર—પધારીએ મુગલના શરદાર નિઝામ હેદ્રાબાદવાલે હજુર સાહેબ નિગાહ રખીએ મેહેરબાન.

વિદુસક—(ચોપદારના માથામાં મારી કહેછે) કેમ અલ્યા નફી પોકારતો નથી કહે કે માહારાજા ધિરાજ મુરખના સરદાર, ડુંગરના ચરનાર વિદુશક રાજને ઘણું ખમાં.

રામસિંગ—(પવેશ કરી) મારા મુરબી કાકા અમર સિંગજી હજુ સૂધી પધાર્યા નથી કેશું ?

વિદુશક—ભાઇ તે તારાતો કાકા પણ આ શર્વેના દાદા થાય દાદા

(અમર સિંગ પ્રવેશ કરેછે)

ચોાપદાર—માહરાજા ધિરાજ, અમરસિંગ રાઠોડ, નાગોરના છત્રપતિ રાયને ઘણી ખમાં

(બાદશાહ પ્રવેશ કરે છે)

ચોપદ ૨—માહરાજા ધિરાજ સર્વ સિરોમણી તખ્તના ધણી શાહ જાન બાદશાહને ઘણી ખમાં.

**શાહજાન**—આહા ! ઇશ્વરની ગતિ ન્યારી છે કે મારા જેવા એક કંગાલ પુરૂશને પણ આખા હિંદુસ્તાનના છત્રપતિ રાજ્યની ગાદી અર્પણ કરી.

**સિલાવતખાં**—માહરાજ એ ઉપરથી આપણે પર્વદેગારનો ઉપકાર માનવો જોઇએ.

**વિદુશાક**—અરે પર્વદેગાર તો અહીંજ બેઠા છે અહીજ.

**શાહજાન**—કાબુલના રાજા કુતબુદીને હીંદુસ્તાનપર ચડાઇ કરી કેટલા રાજાઓને કેદ કર્યા અને ઘણાખરા અમીરોને નાશ કર્યા.

**સિલાવતખાં**—અરે તેણે કેટલાએક હીંદુઓને તો પકડી પકડીને મુશલમાન કર્યા, એટલુંજ નહીં પણ ઘણાને તો પોતાના મુલકમાં લેઇ જઇ ગુલામગિરીમાં વેચ્યા.

**વિદુશાક**—ત્યારે તો તે માંહેલાજ એક આપ હશો નહીં વારૂં ?

**શાહજાન**—અરે તે એટલો તો જોરાવર હતો તોપણ આપણી સનમુખ આવતાં તે પોતાની શાણુ પણ ભુલી ગયો અને અંતે પાછું કાબુલ તરફ તેને નાશવું પડયું.

**સિલાવતખાં**—આપની ઉપર પર્વદેગારની અત્યંત કૃપા છે.

**અમરશિંગ**—(ગાયછે) (રાગ કંગનવા મોરા કરસે સરક ગયા રેએ)

સુણોને તમો રાજા અરજ એક માહારી રે—ટેક.
વિનંતી કરૂં આજે રે, વિવાહકેરે કાજે રે,
હાડારાએ કહેરાવ્યું, સુભ લગ્ન ત્યાંથી આવ્યું,
અશાડ શુદી નોમીનો દીન ધારી રે—સુણોને તમો રાજા.
રજા જો આપો આપ રે, કરૂં સ્રિનો મેલાપ રે,
હાડી પરણીને લાવું, હું જલદી પાછો આવું,
માશ એકની રજા આપો પુત્ર ધારી ને—સુણોને તમો

શાહજાન— (રાગ એજ)

જાઓ સિલાવત પાસે રે, હુકમ તમને થાશે રે,
સિલાવત સુબેદાર છે ગુણતણો ભંડાર,
રજા આપશે તેતો મનમાં વીચારી રે,
સુણોને અમરશિંગ તમે વાત મારી રે.

**અમરશિંગ—મહારાજ**, સિલાવત સાથે મુજને પુરતો બનાવ નથી માટે આપજ કૃપા કરી મને રજા આપો.

**શાહજાન**—અમરશિંગજી તેમ ના થાય કેમકે સિલાવત એક અકલમંદ વજીર છે અને તેને સતરખાન અને બોંહોં તેર ઉમરાઓની સુબેદારી સોંપેલી છે માટે એ કામમાં તેનો અખતીઆર છે.

**ચિદુશક**—ત્યારે તો સુબેદાર શાહેબની આગ્ના માગો, સુબેદારની

**અમરશિંગ**—અરે સુબેદારતો અકલનો ગધો આદમી છે કેમકે વાતની વાતમાં જેમતેમ બોલે છે અને વખતપર ગાળો પણ ભાંડે છે માટે માહારાજ, હુંતો આપની પાશેજ શિખ માગું છું.

**શાહજાન**—અરે ભાઇ, તું સિધે મોડે રહી તેની પાશે લાચારીથી કહે તોતે તુને તુરતજ પરવાનગી દેશે.

**અમરશિંગ**—નહીં નહીં, હું તેની પાશે કદી પણ અર્જ ગુજારવા જનાર નથી અને તેનો હુકમ પણ માન્ય રાખનાર નથી, હું ફક્ત આપનો તાબેદારછું માટે હું આપ પાંશેથી સાત દીવશની બક્ષિશ રજા લઇ જાઉં છું (જાય છે).

## પ્રવેશ ૪ થો. (સ્થળ રસ્તો).

(અમરશિંગ અને શેરખાં)

શેહેરખાં—પ્રિય મિત્ર અમરશિંગ તેં શાહજાન બાદશાહનો હુકમ બહાલ્ય ન રાખતાં સુબેદારની રજા લીધી નહીં તેથી તે ઘણોજ ક્રોધાયમાન થયો હશે.

અમરશિંગ—અરે તેનાથી તે શું થનાર છે, એ મારો પૂર્ણ દુસ્મન છે માટે જ્યારે તેના ઉપર આ મારી ચળકતી કટારનો પ્રહાર થશે ત્યારેજ મારૂં ઊકળતું લોહી અને ઉછળતી છાતી શાન્ત પામશે. પણ મિત્ર એ બાબતમાં તારો શું વિચાર છે?

શેહેરખાં—આર્ય મિત્ર તારો વિચાર તેજ મારો. શું મારી અને તારી બન્ને વચ્ચે તું જુદાઇ જાણે છે? નહીં નહીં તેમ સમજવું નહી. ખરે વખતે કામ ન આવે તે શાના મિત્ર. પ્યારા ભાઇ, તુ શિર માગેતો તેપણ હાજર છે.

અમરશિંગ—પ્રાણપ્રિય મિત્ર તારો મુજને પૂર્ણ ભરોસો છે અને તુજને મારા બંધવ તુલ્યજ જાણું છું (જાય છે).

## પ્રવેશ ૫ મો. (સ્થળ જંગલ).

(બ્રાહ્મણો ગાય છે)

(રાગ પ્રભુ એક તુજમાં આશ હમારી એ રાગ)

બધા સાથે—સ્મરણ કરો શિવતણું તમે ભાઇ,
નહીં આવે સંગાથે રે કાંઇ —ટેક.

માયા જુડી, કાયારે જુડી, જુડી આ સરવે સગાઇ,
માટે ભજો તમે સંકર ભોલા, શુભ જગ્યા માંહે જાઈ—સ્મરણ
શંકર માયા, શંકર કાયા, શંકર સાચી સગાઇ,
પુત્ર પરિવાર ધનને માયા, જોયે તે મલશે ત્યાંહાં—સ્મરણ

(૧) બ્રાહ્મણ—સોમદત્ત કાકા ઓ સોમદત્ત કાકા અરે અહીં તે શું બેશી રહ્યા છો શેહેરમાંથી પેલો અમરાસિંગ રાઠોડ આપણા રાજાની કુંવરી પરણીને જાયછે માટે ચાલો ત્યાં ભદ્રાક્ષણ મલશે ભદ્રાક્ષણ.

બધા બ્રાહ્મણ શાથે—ચાલો ભાઇ ચાલો ત્યારે તો ચાલો.

વિદુશક—જોયા બ્રાહ્મણ ભાઇ હમણાતો શંકરનું પૂજન કરો ને સમ્મ્રણ કરો એવા બરાડા પાડતા હતા પણ પૈસાનું નામ પડ્યું એટલેતો જપ ને તપ બધુંએ એક ખુણે મેલ્યું. વાહરે! બ્રાહ્મણ ભાઇ, વાહ! તમારી બુદ્ધિનોતો પારજ નહીં.

## પ્રવેશ ૬ ઠો.

૧ સાહેલી—મારી વાહાલી બેહેન શું ત્યારે તું અમને તજીને સાસરે જઇશ?

હાડી રાણી—પ્રિય સખીઓ તમારાથી વિખુટી થતાં મારૂં રદય અતિશે દુખાય છે પણ ગયા શિવાય છુટકો નથી.

૨ સાહેલી—પ્રિય બેહેન સાંયંકાલે તારાં લગ્ન થયાં તે વખતે અમને અતિ ઉમંગ હતો પણ હવે તું હમારાથી વિખુટી થાય છે તેથી અતિશે દુઃખ ઉત્પન્ન થાય છે.

હાડી રાણી—મારી પ્યારી સાહેલીઓ મને પણ તમારા કરતાં વિશેશ થાય છે પણ શું કરૂં. પ્રિય બેહેનો તમો મારી

વાહાલી માતા પાસે ખબર લેવા જતી જજો અને માહારા શિવાય તે આકુળવાકુળ થાએ તો તેને ધિરજ દેતી રહેજો.

૩ સાહેલી—બેહેન તે વિશે તું નિશચિંત રહે પણ રાણી કુંવરી તું તારા પતિ અમરશિંગની આગ્નામાં રહેજે અને તેના કહેવા મુજબ ચાલજે. વધારે શું કહીએ બેન તુંતો સમજુ છે.

સિપાઈ—(પ્રવેશ કરી) રાજ્ય કુંવરી જાનને વળાવવાનો સમય થયો છે માટે આપના પિતા બોલાવે છે (જાય છે) (અમર શિંગ તથા રાણી રથમાં બેશી ગાજતે વાજતે જાય છે).

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

(સ્થલ રાજ્ય સભા.)

(અમિર ઉમરાઓ બેઠાછે)

ચોપદાર—માહારાજા ધિરાજ સર્વ શિરોમણી તખ્તના ધણી શાહાજાંન બાદશાહને ઘણી ખમાં (રાજા પ્રવેશ કરે છે).

વિદુશક—(દોડતો આવેછે) માહારાજા ધિરાજ ઝુંપડાના રહેનારા કમબખ્તના સરદાર વિદુશક રાજને થુંડમ થુંડા.

શાહાજાણ—કેમ વિદુશક માહારાજ ?

વિદુશક—શું આકાશમાંથી ઇંદ્ર બોલ્યો ? (ઉચે જુવેછે)

શાહાજાણ—અરે વિદુશક આજે લાડુ મલ્યા નથી કે શું ?

વિદુશક—ખંમા ખંમા છત્રપતિ આજેતો આપે મારી સાર

લીધી ખુદાવંદ લાડુની વાત તે શું કહું દરરોજનો શેર આટાનો સિધો સરકારમાંથી મલવાનો આપે હુકમ કર્યો હતો તેપણ સિલાવંતખાં સાહેબે બંધ કર્યોછે ત્યારે લાડુતે ક્યાંથી મલે ? મારા કપાલમાંથી.

શાહાજાન—હં! તેમછે! વારૂં,ત્યારે કાલથી કોઠારીને હુકમ કરીશું કે દરરોજના બબ્બે પેંડીયાં તુને મળતાં જશે. કેમ, હવે ખુશી કે નહી?

વિદુશક—ખુશી, શરકાર સાતવાર ખુશી. બ્રાહ્મણ ભાઇને લાડવા મલ્યા એટલે ખુશી થયા સિવાય રેહેનારજ નહીં.

બાદશાહ —વજીર,

સિલાવતખાં—આગ્ના માહારાજ.

બાદશાહ—સભામાં ક્યા ક્યા રાજાઓ દાખલ થયાછે?

સિલાવતખાં—જયેપૂર, જોધપુર, બુંદીકોટ; વિગેરે સર્વ દેશના રાજાઓ હાજરછે પણ આશ્ચર્યની વાતે એજે નાગોરનો રાજા અમરસિંગ રાઠોડ હજુ સુધી આવ્યો નહીં.

વિદુશક—હં! ઠીક લાગ ફાવ્યો છે.

બાદશાહ—ત્યારે જુવોછો શું ? મોકલો પરવાનો, કે તે જલદી હાજર થાએ.

સિલાવતખાં—પેહેરેગિર,

પેહેરેગીર—હુકમ માહારાજ.

સિલાવતખાં—લે આ પરવાનો અને એકદમ નાગોરમાં જઇ અમરસિંગને આપી તેને કહેવું કે બાહાશાહાનો સખ્ત હુકમછે કે સત્વર હાજર થાય.

પેહેરેગીર—જેવી આપની આગ્ના (જાયછે)

સિલાવતખાં—કૃપા નીધાન આપની પાશેથી અમરસિંગ સાત દિવશની રજાત લઈ ગયો અને આજ ચઉદ દીવશ થયા પણ તે

આવ્યો નહીં શા વાસ્તે આવે ? હવે તે સ્ત્રિમા ચકચુર થઇ ગયો હશે.

**વિદુશાક**—ઠીક, ધુળમાં કાંકરા શુઓ છો, તમેબી ચકચુર થઇ જાઓને, કોણ ના કહે છે.

**બાદશાહ**—વજીર એ હાડી રાણી પરણ્યા પછી ઘણોજ મગરૂબી થઇ ગયો છે.

**સિલાવતખાં**—હવે એ આપની બરાબરી કરવા જાય છે. માહારીતો તે દરકાર પણ રાખતો નથી માટે હું તેને શું કહી શકું ?

**વિદુશાક**—કાકો માથાનો મલ્યો છે માથાનો

**બાદશાહ**—અરે એ રંધડ મારી તેમજ તારી બારાબરી શું કરી શકે તેમ છે.

**સિલાવતખાં**—એ હવે આપના કામનો નથી. તે કચેરીમાં ઘણીજ ધામધુમથી આવે છે અને તેને જોઇ શર્વે કચેરી ધુજવા લાગે છે. હું ધારૂંછું કે થોડા દિનમાંતો તે આપણી ફોજને પણ પોતાને સ્વાધિન કરી લેશે.

**વિદુશાક**—તમારામાં રામ નહીં હોય તો તેમ પણ થાશે.

**બાદશાહ**—અરે એનાથી શું થનાર છે. કાલેજ કચેરીની અંદર તેનો પરાજ્ય કરાવીશ.

**સિલાવતખાં**—જનાબ સહેજમાં તેનો પરાજ્ય નહીં થઇ શકે સબબ કે તેની પછવાડે આખી મારવાડછે તે રંગમાં ભંગ કરે.

**વિદુશાક**—હું જાણુંછું કે તમારી ઊપર બારમા રાહુનું ચક્ર ફરી વલ્યું છે માટે તમારોજ રંગમાં ભંગ થાશે.

**બાદશાહ**—એની પાછળ મારવાડ છે, ત્યારે શું આપણી પાસે લશ્કર નથી ?

સિલાવતખાં—આપણા સતરખાન અને બંહોતેર ઉમરાઓ જ બશ છે.

વિદુશક—બેઠા બેઠા ભોંય ખોતરા કરશે, ભોંય.

બાદશાહ—વજીર, અમરશિંગ આજે રાતમાં હાજર થાય નહીં તો સેનાધીપતીને હુકમ કરવો કે લસ્કર લઇ એકદમ નાગોરને ઘેરો ઘાલી તેને પકડી મારી પાસે લાવે.

સિલાવતાં—જેવી આપની આગ્ના.

## પ્રવેશ ૨ જો.

સ્થલ અમરસિંગનું સયન ઘૃહ

(અમરસિંગ તથા હાડી રાણી)

અમરસિંગ—આહા! ઇશ્વરની ગતિ અપરમપારછે, ઘડીમાં રંકને રાય કરેછે અને ઘડીમાં રાયને રંક કરે છે.

હાડી રાણી—પ્રાણનાથ કેમ વારૂ?

અમરસિંગ—પ્રાણ પ્રિયા જોકે મને રાજ્ય સુખતો મલ્યું છેજ! પણ વલી તારા જેવી રૂપ અને ગુણવાન સ્ત્રી મલી તેથી જાણુંછું કે હું પણ એક ભાગ્યશાલી પુરૂષ છું.

હાડી રાણી—પ્રિય પતી, તેમાં શું આશ્ચર્ય જેવી વાતછે પુરૂષને સ્ત્રિનું અને સ્ત્રિને પૂરૂષનું સુખ એપણ એક સંસારમાં મધુરો લાહાવોછે

અમરસિંગ—ખરેખર તેમજછે આહા! તારા આવવાથી આ મારો સુદર મેહેલ કેવો સ્વર્ગના જેવો દિપી રહયોછે.

હાડી રાણી—આર્ય પુત્ર એ સર્વે આપના થકીજ રૂડાં વાનાં છે કેમકે આપ સુખીતો હું સુખી, ને આપ દુખીતો હુંપણ દુઃખી

અમરસિંગ—એમ કેમ વારૂં? ત્યારે શું તારા પીતાના દરબારમાં તું મારા સિવાય દુખી હતી?

**હાડી રાણી**—પ્રાણ નાથ જે ઇસ્ત્રિને પોતાના પતિ ઉપર પુર્ણ પ્રિત હોય તેને ચાહાયતો પિતાને ત્યાં હરેક પ્રકારનું સુખ હોય તો પણ તે અલખામણું લાગેછે.

**અમરસિંગ**—ત્યારે શું પૃથ્વિમાં સર્વે સ્ત્રિઓ તેવીજ રીતે વર્તતી હશે?

**હાડી રાણી**—પરાણુવલભ દુનિઆમાં જે સ્ત્રિ હિણભાગ્યણી હશે તેજ પોતાના વાહાલા પતિનો સ્નેહ તજી પિતાને ત્યાં વાશ કરતી હશે.

**અમરસિંગ**—શાબાશ ! મારી મધુરી પ્રિયા, શાબાશ પ્યારી ! હવે તુને ઉંઘ આવતી હશે માટે પોઢી જા.

**હાડીરાણી**—પ્રાણનાથ પ્રથમ આપ પોઢો એટલે હું આપના ચર્ણ તલાશું (અમરસિંગ સુવેછે અને રાણી પગ ચાંપેછે) (દાશી આવે છે)

**દાશી**—બાઇ સાહેબ, બાહર કોઇ હલકારો આવ્યોછે તે રાજાજી ને મલવા ઇચ્છે છે.

**હાડી રણી**—તેને કેહેકે રાજાજી પોઢી ગયાછે.

**અમરસિંગ**—નહીં નહીં, પ્રિયા હું જાગુ છું દાશી તેને અંદર દાખલ કર (દાશી જાએછે) પ્રિયા તુ હાલ અંદરના દીવાનખાનાંમાં દાખલ થા તેટલા સમયમાં હું એની સાથે વાત કરી લેઉં છું (હલકારો આવેછે)

**હલકારો**—માહારાજ, બાદશાહનો હુકમ થયોછે કે આ રૂકકો વાંચી આપ જલ્દ આગરે પધારો.

**અમરસિંગ**—મારા દીલમાં પણ એજ વિચાર હતો (કાગલ વાંચીને) બાદશાહને કોઈએ ભમાવ્યો હોય એમજણાય છે.

**હલકારો**—વધારે શું કહું મહારાજ, આપ પધારોતો ચેતીને પધારજો

અમરસિંગ—કેમ વારૂં ? એવી શું અફશોશની વાત છે.

હલકારો—દરબારમાં આપની ચુગલી થઇછે અને આપનો પરા જય કરવાને વાસ્તે વજીર સાહેબ તજવીજમાં છે.

અમરસિંગ—હા: સિલાવત મારો પુર્ણ દુસ્મન છે માટે તેણેજ આ બધું કાર્ય રચ્યુંછે તો હવે તેનું વેર લીધા સિવાય કદી પણ રહેનાર નથી.

હલકારો—માહારાજ, આ સમય તેમ કરવાનો નથી, હાલતો આપને ગમ ખાઇ રહેવું જોઇએ.

અમરસિંગ—હું જેમ જેમ બોલતો નથી તેમ તેમ તે બમણો થાયછે પણ હવેતો હુ તેનો પ્રાણ ત્યાગ કરીશ જા તું ચાલતો થા તેટલા સમયમાં હું આવી પોંહોચું છું.

હલકારો—માહારાજ, હું વારમવાર શું કહું. આપ ત્યાં ફોજ લઇને પધારો કેમકે ત્યાં ઘણું લશકર ભેગુ થયું હશે.

અમરસિંગ—અરે એ ભઠીઆરાઓથી અને પિંજારાઓથી શું થવાનું છે, હું એકજ બશ છું (હલકારો જાએછે)

## પ્રવેશ ૩ જો.

(સ્થલ અમરસિંગ તથા હાડી રાણી)

હાડી રાણી—પ્રાણનાથ આ સમય આપ સહસ્ત્ર સજી ક્યાં તૈયાર થયાછો

અમરસિંગ—પ્રિયા, મને શાહાજાન બાદશાહનું તેડું આવ્યું હતું માટે હું આગરે જાઉં છું.

હાડી રાણી—નહીં નહીં, પ્રાણનાથ આ અર્ધ રાત્રિને સમય ત્યાં ના જવાય. ચાલો પધારો આપણે પોઢી જાઇએ (ગાયછે)

(મોહલે પધારો માહારાજ—એ રાગ)

સેજ પધારો માહારાજ, અમરસિગ સેજ પધારો,
મદ જોબનમાં છું હું આજ —ટેક

સાખી

સેજ પધારો રાજવી, હાજર ઉભી નાર,
ખુશથી માણો સાયબા, મારીછે જોબનની બાહાર,
અમરસિંગ સેજ

તાણી બાંધ્યો ઢોલીઓ, કમર કશી તલવાર
કામની કશી રહી કાંચલી, કર શોભે અતી સંણગાર
અમરસિંગ શેજ.

આભે ઈંદ્ર ગડગડે, રણમાં ગરજે શુર,
ગોરી ગરજે સેજમાં, મારૂં જોબન છે ભરપુર,
અમરસિંગ સેજ પધારો

પ્યારી નીરખે પીયુંને, મનમાં અતિ ઉમંગ,
પોઢું પ્રિતે સેજમાં, હુતો લઇને પ્રિતમને સગ—અમરસિંગ

અમરસિંગ—પ્રાણથી પ્યારી આગરેથી પાછો આવી તારી સર્વ આશા પુર્ણ કરીશ.

હાડી રાણી—પ્રાણનાથ, હું તો આપને કદી પણ નહીં જવા દઊં

અમરસિંગ—પ્રિયા શાહાજાન, બાહાદશાહના દરબારમાં મારી ચુગલી થઇછે અને રાજાએ મારો પરાજ્ય કરવાનો વિચાર કર્યોછે માટે હું ત્યા જઇ બંદોબસ્ત કરી પાછો સત્વર આવુંછું.

હાડીરાણી—એવો આપે શું અપરાધ કર્યો છે ?

અમરસિંગ—પ્રિયા હું આપણા વિવાહને માટે દરબારમાંથી સાત દીવસની રક્ષત લઇ આવ્યો છું અને તેને બદલે આજે ચઊદ

દીવસ થઈ ગયા તેથી ત્યાંના વજીરે મારી ચુગલી કરી માટે એ દુષ્ટનો પ્રાણ ત્યાગ કરીશ ત્યારેજ શાંન્તી થશે.

હાડી રાણી—અરેરે ! પ્રાણનાથ, ત્યાંતો બાદશાહનું સૈન્ય ઘણું હશે માટે બળીઆ સાથે બાથ ભીડાય નહીં

અમરસિંગ—અરે એની સર્વ સૈન્યાતો મારા હાથમાં છે અને તેના અમિર ઉમરાઓ પણ મારાથી ઘણાજ ડરેછે માટે તેનાથી કાંઇ પણ થઇ શકે તેમ નથી તેમ છતાં માહારા મિત્ર શેરખાં અને આપણા પુત્ર રામસિંગને તો તું જાણેછે.

હાડી રાણી—વારૂં ત્યારે લ્યો હું આપને દારૂ પાંઊં, (ગાયછે)

(રાગ દારૂડી)

પીઓને માહાજ દારૂ, પીઓને માહારાજ,
ઊભી કરૂ હું અર્જ આજ. —ટેક
સજીને આવી કામની, પેહેરીએ કાવલ હાર,
નાથ વિના એકે નારનો, સર્વ ફીકો સણગાર.—દારૂ
પ્યારી વિણ જેમ પ્રિત નહીં, ઘંટ વિના નહીં નાદ,
નિમ કવિણ જેમ સાયબા જેવો ભોજણનો સવાદ-દારૂ
કુવે પનઘટના ચડે, સુકે જેના નીર,
ચોપટમાં પાસા નહીં, શેત્રંજ બીન વજીર.—દારૂ
શિશી ભરી સરાબની, હાજર પ્યાલો હાથ,
પ્રિતેથી બાલમ પીઓ, તાં થઇ જશે પરભાત.—દારૂ

અમરસિંગ—પ્રિયા, તારૂં સર્વ કહેવું યથાર્થછે પણ એક વખત આગરે જઇ આવી પછીથી નીરાંતે કશુંબા કરીશું.

દુહા (ગાયછે)

હાડી રાણી—સુતીતી રંગ મેહેલમાં, લઇ પ્રિતમને સાથ
નિરપત જાગ્યો નિંદ્રથી, ઉપર અરધી રાત

દુહા

**અમરસિંગ**—સુણ રાણી, તુંજને કહું, તું છે ચતુર સુજાણ
ચાકર, ચકરા, ચતુર નર, એ ત્રણને ઘેર હાંણ.

**હાડી રાણી**—જડ બળી જાજો નોકરી આભે ચમકે બીજ,
આગ લાગો એ આગરે, કાલે નવલી તીજ,
કાલે નવલી તીજ છે, જુગમાં બડો તેહવાર,
જોવા જાશું શાહેબા, શ્રાવણના દીન ચાર.

**અમરસિંગ**—કાલે નવલી તીજ છે, કહે તું હાડી નાર,
પણ શી રીતે કીજીએ, ચાકર તાબેદાર.

**હાડી રાણી**—દરખ્ત મીંઠી વેલડી, પિયુને પ્યારી નાર,
જો દંડ માગે બાદશાહ, વેચું નવશરો હાર.

**અમરસિંગ**—પ્રિયા, તારૂં કેહેવું સત્યછે પણ આ સમય આગરે ગયા સિવાય છુટકો નથી.

**હાડી રાણી**—પ્રિયપતી, આગરો કપટનો ભરેલોછે અને વળી આપની ઉપર બાદશાહ કોપાયમાન થયોછે માટે આપ ત્યાં પધારવા વિચાર ના કરો.

**અમરસિંગ**—નહીં નહીં, એમ કદીપણ બનનાર નથી. હું તો હમણાજ જઊંછું.

**હાડી રાણી**—પ્રાણનાથ, ઓ પ્રિયપતી, આપ મારૂં કેહેવું માન્ય રાખતા નથી તો આ અર્ધ રાત્રીને સમયે જવાનો વિચાર બંધ રાખી પ્રાતશ કાલે પધારજો.

**અમરસિંગ**—પ્રિયા, બાદશાહનો સખ્ત હુકમ છે કે, અત્યારેજ હાજર થવું માટે જો હું પ્રભાતે જાઉં તો ગુનેહગાર થાઊં.

**હાડી રાણી**—પ્રિયપતી, કદાચ રાજા દંડ માગશે તો હું મહાર. પીતાના દરબારમાંથી મંગાવી આપીશ પણ માહારી એટલી અરજ બાહાલ્ય રાખી આપ પ્રાતશકાળે પધારજો.

**અમરસિંગ**—માહારી વાહાલી પ્રિયા, તારા પિતા સર્વે વાતે સમર્થ છે, તેમ છતાં આપણા દરબારમાં પણ કાંઇ ખામી નથી. ફકત એછે જે, હું બાદશાહને દંડ ભરૂં તો મારી જાતને બટો લાગે માટે પ્યારી, તું હરેક વાત કરીશ તોપણ હું આ વખ્ત ગયા સિવાય રહેનાર નથી.

**હાડી રાણી**—વારૂં ત્યારે ચાલો, આપ ભોજન કરી લ્યો પછી પધારજો. (બન્ને જાયછે.)

## પ્રવેશ ૪ થો.

(રાણી હાડી તથા દાશી.)

**રાણી**— (રાગ સીતાના બાર મહીનાનો.)

સખી કેમ કરૂં, કયાં જાઊં, રીસે ભર્યા રાજવી,
ચઢી આગરે તે તો જાય, ઘોડો રે બાંધ્યો ગાજવી,
સખી લાખ કહી પણ એકે ન માની મારી વાતડી,
જાવા તણો કરે તે વિચાર, ધડકારે મારે છાતડી,
સખી પીયુજી કરે ન વિચાર, થશે માહારા હાલ શું,
માટે પાય પડીને આજ, જઇ સમજાવ તું.

**દાસી**—બાઇસાહેબ, રાજાજી એમ સમજાવ્યા નહીં સમજે, માટે આપ તેને ખુશીથી રજા આપો કે તે બાહાદશાહને રીઝવી સત્વર પધારે.

**હાડી રાણી**—દાસી મને અહીં આવે હજી દિવસ પંદર તો થયા નથી તેટલા સમયમાં પિયુજી મારાથી વીખુટા થાય તે કેમ સેવાય ?

**અમરસિંગ**—(પ્રવેશ કરી) પ્રિયા, મેં ભોજન કરી લીધું માટે હવે મને રાજી થઇ રજા આપ.

હાડી રાણી—અરેરે ! પ્રિયપતી, મને માન સુકન થાએછે, માહરૂ જમણું લોચન ફરકે છે.

(રાગ રામગ્રી.)

પ્રાણવલ્લભ પિયુ માહરા, અરજ કરૂં હું આ વાર,
માન સુકન મુજને થયાં, માટે કરોને વિચાર—ટેક
સનમુખ છીંકે છોકરી, હરણી કરે પોકાર,
જોશી વાંચે ટીપણી, કહું શું વારમવાર—પ્રાણ.

અમરસિંગ— (રાગ એજ.)

વર માગે તે છોકરી, હરણી માગે આહાર,
જોશી માગે દક્ષણા, દે દે નવસરો હાર,
ગુણવતી પ્રિય સુંદરી.

હાડી રાણી— (રાગ એજ.

કોણ વખત દરબારનો, શિરપર અરધી રે રાત,
વખ્ત બુરો આ ટાળીને, પીયુ જાજો પરભાત—પ્રાણ

અમરસિંગ—મુજપર કોપ્યો બાદશાહા, દંડ માગે લખ ચાર,
માટે કહ્યું માનો કામની, મુજને દીઓને કટાર—ગુણ.

હાડી રાણી—જો દંડ માગે બાદશાહા, અર્જ સુણો રે માહારાજ,
એક લડ તોડું હારની, ભરી દઉં લખ પાંચ—પ્રાણવલ્લભ.

અમરશિંગ—પ્રીયા તારૂં સર્વ કેહેવું મિથ્યાછે, કેમકે હું માહારી રાઠોડની જાતને કદીપણ બટો લગાડનાર નથી. હું તો માહારે આ ચાલ્યો (જાવા માંડેછે રાણી તેને વળગી પડેછે.)

હાડી રાણી—પ્રિયપતી, ઓ પ્રાણનાથ, જ્યારે આપ મને રઝળતી મુકી પધારોછો ત્યારે મને અહીં કોને સ્વાધીન કરો છો ?

અમરસિંગ—પુત્ર જસંવત અને રામસિંગએ બન્ને તારી પાસેછે.

હાડી રાણી—વારૂં ત્યારે આપ તો ચતુર છો, માટે ત્યાં જ્ય

એવી રીતે વર્તવું કે જેમાં આપણે હાણ ન થાય.

**અમરશિંગ**—તે વિશે તું નિશ્ચિંત રહે પ્યારી, હવે મને કટાર આપ.

**હાડી રાણી**—પ્રિયપતિ, લ્યો આ કટાર પણ આપ સાવચેતીથી રહેજો અને દગાખોર સિલાવતનો વિશ્વાશ ના કરશો.

**અમરસિંગ**—તું એમ જાણકે સિલાવતનું મોત તો હવે નજદીક આવ્યુંછે પણ પ્રિયા, મરવું જીવવું એતો જગત કર્તા ઇશ્વરને સ્વાધીન છે માટે કદાચ માહારીજ તે વલે થઇ તો બન્ને પૂત્રોને પાશે રાખી આ નાગોરનું રાજ્ય તું સારી રીતે ચલાવજે.

**હાડી રાણી**—અરેરે ! પ્રાણુનાથ, આ આપણા મુખાર વિંદમાથી હું શું સાંભળુંછું ? અરે ! આ વખ્તે મારો પ્રાણ ત્યાગ કેમ થતો નથી ? માહારા વાહાલા પતી, મારૂં ધન, માલ, ખજાના, એ સર્વે વાનાં આપજ છો. અરેરે ! પ્રિયપતિ આપ મને તરછોડીને કેમ જાઓછો ? (રડેછે.)

**અમરસિંગ**—પ્રિયા; ઓ મારી મધુરી પ્રિયા, આ તારો કલપાત જોઇ મારૂં રદય બળીને ભસ્મ થઈ જાય છે. (ગુસ્સેથી.) ઓ ઘાતકી રદયના ચંડાળ, સિલાવત તું હજુરમાં મારી ચુગલી કરી માહારી વાહાલી પ્રિયાથી મને વિખુટો કરે છે, તો હવે તારૂં મસ્તક ધડથી જુદું કર્યા સિવાય કદીપણ રહેનાર નથી. (ધીરજથી) પણ વ્હાલી પ્રિયા તું આમ ગાંડી શા માટે થાએ છે ? અરેરે તારા કમળ નેણમાંથી આંસુની ધારા શા માટે વરશાવે છે ?

**હાડી રાણી**—પ્રિયપતી, ઓ પ્રાણુનાથ, આપના ગુણ અને પ્રિત આ સમયે મુજને બહુજ યાદ આવે છે, અરેરે :

(કલ્પાંત કરેછે.)

**અગરસિંગ**—પ્રિયા, મારી વાહાલી પ્રિયા, શાંત થા, પ્રિયા શાંત થા, પ્યારી હવે પ્રભાત થવા આવી માટે હું સધાવું છું, પ્રણામ છે પ્રિયા, તુને પ્રણામ. (જાય છે.)

**હાડી રાણી**—પ્રણામ, મારા વહાલા પતી, પ્રણામ (મૂરછિત થાએછે)

## પ્રવેશ ૫ મો.

### (હાડી રાણી તથા દાસી)

**હાડી રાણી**—(રાગ ઓધવજી સંદેશો કેજો શામને).

પિયુજી મારા મુજને છોડીને ગયા
દયા ન લાવ્યા દિલમાં તે તો જરાયજો,
દાસી શું કહું નિર્દય પ્રાણપતિ થયા,
ધિરજ મુજથી મનમાં નહીં ધરાય જો—ટેક
ક્યારે જનમનો પાપનો બદલો આપવા,
ભરદારીઆમાં નાખી મુજને આજજો,
છોડી ચાલ્યા પ્રાણપતિ મુજ આગરે,
શાહાજાન શું બાથ ભીડવા કાજજો—પિયુજી
હું હીણુ ભાગ્યણી સેવા પિયુની કરી નહીં,
મનમાં જાણ્યું પ્યારો રહેશે પાસજો,
ખાશું પીશું સુખમાં દાહાડા કાઢશું,
પણ તેણે તો મુજને કરી ઊદાશજો—પિયુજી
આજ નવલડી ત્રીજ પિયુજી સાંભળો,
જુગ માંહેતો આનંદ ઓછવ થાયજો,
સૌ સખિઓ પિયુની સાથે જઈ ફરે,
મુજતણા હયાં ચિર આંસુડે ભરાયજો—પિયુજી

જીવતર આ સગલુંરે મૂજને નહી ગમે
મનડાં માંહે કષ્ટ નહીં સેહેવાયજો,
પ્રાણપતિ વિયોગે સખી તુજને કહું,
મંદિર માહરૂં મુજને ખાવા ધાયજો—પીયુજી

**દાસી**—પ્યારાં બેહેન, આપ આટલો કલ્યાંત ના કરો. આપના પ્રાણનાથ પાછા સત્વર પધારશે.

**હાડી રાણી**—દાસી, પિયુજીએ મને પિતાના દરબારમાંથી તેડી લાવ્યા પછી અંત્યત સુખ દરસાવ્યું અને હવે મુજને એકલી મુકી ચાલતા થયા તે મારાથી સહન થતું નથી. અરેરે, એવું હેત અને પ્રિત મને હરઘડી યાદ આવેછે. ઓ પ્રાણનાથ, આપ આવા નિર્દય કેમ થયા ? અરે જ્યારે મને આમ તરછોડી મુકવી હતી ત્યારે પ્રથમથી સાગરરૂપી સુખ દરસાવવું ન હતું.

**દાશી**—બાઇસાહેબ, આપ આટલાં દિલગીર ના થાઓ.

**હાડી રાણી**—દાશી, મુજથી પ્યારાનો વિયોય સહન થઇ શકતો નથી. અરેરે, હવે હું શું કરૂં ?

**દાશી**—પ્રિય બેહેન, આમ ગાંડા શું થાઓછો. ચાલો, આપ મેહેલમાં પધારો (બને જાયછે)

## અંક ૩ જો.

### પ્રવેશ પેહેલો.

(સ્થલ રસ્તો) (અમરસિંગ ગાતો ગાતો આવેછે)

**અમરસિંગ**— ગજલ (દાહઊઠીછે) એ રાગ

નામ માહરૂં અમરસિંગજી, રાજ્ય મુધર દેશછે,
નાગોર સંસ્થાન વલી તેતો માહરો વેશછે —ટેક

પરણી જે મેં પ્રાણ પ્યારી, અતિશે તે ગુણવાળી,
આવ્યો તેને તજી કરી પ્રાણ ત્યાં હમેશછે—નામ
હલકારે હેલો કર્યો, જયાં આવ્યો રાતો રાતમાં હયાં,
તજી પ્રિયા પ્યારીને ત્યાં એ મુજ મન અંદેશછે—નામ
બાદશાહ કચેરી ભરે વળી, ન્યાય અદલ કરે
ચુગલખોરો ચાડી કરે, દુષ્મન ત્યાનો દવેશછે—નામ
દીધી શીખ શાહાજાને મુજને, આવ્યો હું નાગોર કને,
સલાવતીઓ દાવ ખેલે, તે તો મુજને કલેશ છે—નામ

## પ્રવેશ ૨ જો.

રાજ્ય સભા.

(બાદશાહ તથા ઉમરાઓ બેઠાછે.)

**ચોપદાર**—માહારાજા ધિરાજ, સર્વ શિરોમણી પ્રજાના પ્રતિપાળ, શાહજાન બાદશાહને ઘણી ખંમાં.

**વિદુશક**—(દોડતો આવીને) હેં ! હેં ! હેં ! શું થયું ? શું થયુ ?

**બાદશાહ**—કેમ વિદુશક ?

**વિદુશક**—(સ્વગત) અરે રાજાજી તો બીરાજે છે પણ વજીર શાહેબ, છે કે નહીં ? (ટાંપીને જુવેછે.)

**બાદશાહ**—અરે વિદુશક છેક દિવાનો થયો કે શું ?

**વિદુશક**—હા, દિવાના થયા દિવાના, (ખુબ હશે છે) પણ રાજાજી, આજતો મને વજીર શાહેબ વિશે અતિ નઠરાં સ્વપનાં થયાં.

**બાદશાહ**—શું સ્વપન થયાં વિદુશક ?

**સિલાવતખાં**—માહારાજ, તે તો વેહેમી છે વેહેમી

**વિદુશક**—ત્યારે આપતો છોના ? કુશળક્ષેમી (સ્વગત) છેતો સાજા તાજા.

સિલાવતખાં—મશ્કરા બેશ બેશ.
વિદુશક—ત્યારે ઓઢો મોટો બેશ, બેશ
સિલાવતખાં—કેમરે અલ્યા આવી ચુકયું છે કે?
વિદુશક—મારૂં કે તમારૂં વાતતો મલી વાત. (હશે છે.)
સિલાવતખાં—કેમરે વિદુશક છેક ફાટેછે.
વિદુશક—અરે ફાટેથી છુટકો થાશે તો તો સાંધા મરાવશું પણ હું તો ધારૂ છું કે જીવવા મુશ્કેલ છો, જીવવા.
ચોપદાર—(પ્રવેશ કરી) માહારાજાધિરાજ, અમસિંગ રાઠોડ સભામાં આવવા ઇચ્છે છે.
બાદશાહ—તેને સત્વર અહીં દાખલ કર.
પેહેરેગીર—આગ્ના માહારાજ.
અમરસિંગ—(પ્રવેશ કરી ધુટણભર બેશી.)

(રાગ કહું કયાં પલક શ…યા હું મે.)

ચુક થઇ છે જે તકશીર મારી, ક્ષમા કરો અરજ કહું તમારી-ટેક
સાત દિવશની મેં રૂક્ષત ધારી ચૌદ દિવસ થયાં બહું ભારી.
—ચુક
પ્રાણ પ્રિયાનો સંયોગ સંભારો, મુકી ગયો આવવાની હું વારી
—ચુક
હલકારે હેલા કર્યા રેન અંધારી તજીને આવ્યો છું હું મુજ પ્રાણ પ્યારી—ચુક થઈ
કરો જે હુકમ પાળું આગ્ના તમારી, આપ કૃપા તણો ગુણ વિચારી—ચુક થઇ
વિદુશક—કેમ અમરસિંગજી સ્ત્રીમાં ચકચુર થઈ ગયા હતા કે શું?
અમરસિંગ—ચુપ.
વિદુશક—એતો હવે સમજયા ભાઇ, સમજયા.

**સિલાવતખાં—** બેત

તારી ચુગલી થઇ હજુરમાં, કર્યો બાદશાહે શોર,
અમરસિંગને પકડી મગાવો, લુટી લ્યો નાગોર,

**અમરસિંગ**—નામ લેય નાગોરનું, તો શિર હું નાખું તોડી,
નવ કોટી મારવાડમાં વળી રાજ્ય છે રાઠોડી,

**સિલાવતખાં**—રાજ્ય ઘણું રાઠોડનું છે વળી ભાઇઓના ભાઇ,
પણ આ તખ્તની કરે નોકરી, શિરપરછે પાદશાહી,

**અમરસિંગ**—કરે બાદશાહ હુકમ, ઉઠાવીએ ખાઇએ તખ્તનુંખાનું,
બીજા સર્વે મનમાં ઝખ મારે પણ નહીં કોઇનું દેણું,

**સિલાવતખાં**—દેણુંછે તે નાખ ખજાને, વાત કરે શું ટેડી,
હુકમ થયોછે બાદશાહનો પડશે પાંયમાં બેડી,

**અમરસિંગ**—બેડી પડે પાંયમાં, જેના ચુક હોય તકસિર,
એવો કોણ હમારી ઉપર આવ્યો રૂસ્તમ પિર,

**સિલાવતખાં**—તું રૂશતમ દીન ત્રણનો, વળી ચોદ દીવસે આવે,
સાત દિનના સાત લાખ, તારે સીર હજરત ફરમાવે,

**અમરસિંગ**—મુજપર દંડ કરે નહીં, હજરત જાણે આલમ શારી,
તારા મનમાં હોય લડવાનુંતો કરાવ જંગની તઇયારી,

**સિલાવતખાં**—કરૂં તઇઆરી જંગનીજ,જો તાહારો શું છે ભાર,
ફોમ નહીં બોલવાની તુજને, તું રાજા ગેમાર.

**અમરસિંગ**—દેખ હાથ ગેમારનો, હું અમરસિગ રાઠોડ,
માંરૂ કટારી પેટમાં તાહારા નીકલે પિંજર ફોડ,
(કટાર મારેછે)

**સિલાવતખાં**—(નિચે પડયો ડચકાં ભરતો)

બેત.

પિંજર ફોડી કલેજાં તોડયાં, થઇ ગઇ પડદે પાર,
પીઠ ફાડીને વાગી જમીપર, જુલમ કર્યો મુજ યાર.

**અમરસિંગ**—યાર ઉધાર શું કરવા રાખે ? નગદ લે પરખાવી,
નાખ ત્રાજવે તોલીલે, તું ઉભોથા અહીં આવી.
**સિલાવતખાં**—હાય કટારી લાગી જબરથી, ચડતી હતી જુવાની,
પડયો પોકારૂં વિચ કચેરી, કોઇ પીવરાવો પાણી.
**અમરસિંગ**—પાણી પાણી શું કરેછે, રાય ઉભો રજપૂત,
અરે જુઓછો શું તમો અંધા, પાઓ ગધાનું મુત,
(અમરશિંગ તખ્તનો પાયો પકડવા જાયછે, બાદશાહ કુદી નાસી જાયછે, કચેરી નાસાનાસ કરેછે.
(સિલાવત મૃત્યુ પામેછે)
**વિદુશક**—ઓયરે સિલાવખાંરે (પોક મેલીને સીલાવતના મુડદાંને આમથી આમ ઘસરડેછે)

## પ્રવેશ ૩ નો.

(સ્થલ બાદશાહનો ખાનગી મેહેલ.) (રાણી બેઠીછે)

**શાહજાન**—(પ્રવેશ કરી)અફ્સોસ : અફ્સોસ : હજારો અફ્સોસ:
**રાણી**—(આશ્ચર્યથી) પ્રાણનાથ શું છે ?
**વિદુશક**—(દોડતો) નસીબ ફુટાં, નસીબ
**શાહાજાન**—પ્રીયા, અમરશિંગ રાઠોડે ભરી કચેરીની વચે સિલાવતને કટાર મારી બેજાન કર્યો.
**રાણી**—હેં ! આપ શું કહો છો ? એ દુષ્ટે, મારા વાહાલા ભાઇનો નાશ કર્યો.
**વિદુશક**—નાશ તો શું, પણ એની ઉપર ઘાસ પણ ઊગી ગયાં, ઘાસ.
**રાણી**—હાય : હાય : અરેરે, એરંધાડ માહારા ભાઇને બેજાન કરી કયાં નાસી ગયો.

**શાહાજાન**—પ્રીયા, એ આપણી કચેરીમાં ઉભેલોછે, અરે, તેણે સિલાવતને મારી માહારા તખ્તનો પાયો ખેંચ્યોકે સર્વે કચેરી ધ્રુજવા લાગી અને હુંતો કુદીને માંડમાંડ જીવ બચાવી નાસી આવ્યો

**રાણી**—અરે, ધુળ પડી એ જીવતરમાં, એ જીવવા કરતાં તો મર વુંજ ભલું.

**વિદુશાક**—ત્યારે પડોને કુવામાં.

**રાણી**—રાજાજી, ડુબી તમારી પાદશાહી, હવે તો આપ બીબી બની જનાનામાં બેશો.

**શાહાજાન**—પ્રિયા, તું શોર શું કરવા મચાવેછે? હમણાજ અંહીંથી જઇ તેને પકડી તેનું મસ્તક ધડથી જુદું કરૂંછું.

**વિદુશાક**—ત્યારે તો નાસીને મેહલમાં છુપતજ નહીં

**રાણી**—અરે કયાં મુવા તમારા સતરખાંન અને બોહોંતેર ઉમરાઓ, કે એ રંધડ માહરા વાલા ભાઈને મારી કચેરીમાં જીવતો ઊભે, અરેરે, માહરા પીતાને સિલાવત એકજ પુત્ર હતો,, (રડવા માંડેછે)

**શાહાજાન**—સાંત્ત થા પ્રિયા, હું હમણાજ એ દુષ્ટનો નાશ કરાવુંછું.

**રાણી**—અર રે માહારો એકનો એકજ ભાઇ હતો તે મરણ પામ્યો તો હવે મારે જીવી શું કરવું છે? હુંતો હવે કટાર ખાઇને મરૂં યા તેને મારૂં.

**શાહાજાન**—પ્રિયા, તું જો કે તે ચંડાળનો શું ભારછે? અરે કોણ છે હાજર ?

**સિપાઈ**—આપનો તાબેદાર હાજર છે સરકાર.

**શાહાજાન**—અરે શહેરની અંદર બીડું ફેરવોકે જે સખસ અમરસિંગને મારી તેનું મસ્તક માહારી પાસે લાવશે તેને અરધું રાજ્ય બક્ષીસ કરવામાં આવશે.